# પ્રાચીન શીલકથાઓ

ગોપાળદાસ જીવાભાઈ પટેલ



ગૂજરાત વિદ્યાપીઠ
અમદાવાદ - ૬

શ્રીમતી ચકુબહેન સ્મારકમાળા પુ૦ ૨

# પ્રાચીન શીલકથાઓ

ગોપાળદાસ જીવાભાઈ પટેલ

"રાજાઓના ચિત્રવિચિત્ર રથો જીર્ણ થાય છે; માણસોનાં શરીર પણ જીર્ણ થાય છે; પરંતુ સજ્જનોનું શીલ કદી જીર્ણ થતું નથી."



ગૂજરાત વિદ્યાપીઠ
અમદાવાદ–૬

# પ્રકાશકનું નિવેદન

ભાઈ વિઠ્ઠલદાસ કોઠારીએ તેમનાં વડિયાઈ શ્રીમતી ચકુબહેનના સ્મારક માટે રૂા. ૫૦૧) વિદ્યાપીઠને સોંપ્યા છે, તે અંગે વિદ્યાપીઠે શ્રી. ચકુબહેનના નામથી એક પ્રૌઢ-વાચનમાળા ચલાવવાનું ઠરાવ્યું છે. તે મુજબ ઈ. સ. ૧૯૪૧માં 'ગામગોષ્ઠી' બહાર પાડી હતી. આ તે માળાનો બીજો મણકો છે.

આ પુસ્તકમાં પ્રસિદ્ધ થતી કથાઓમાંની ઘણીખરી અગાઉ 'શિક્ષણ અને સાહિત્ય'માં પ્રસિદ્ધ થઈ હતી. પુસ્તકરૂપે સંઘરાતાં તેમને તેના લેખક શ્રી. ગોપાળદાસે ફરી જોઈ જઈ સુધારી આપી છે અને બે ત્રણેક નવી ઉમેરી છે. આ રૂપમાં તે વાર્તાઓ બાળકો તથા શિખાઉ પ્રૌઢો સૌને કામ આવશે એમ માન્યું છે.

## અનુક્રમણિકા

# ૧. કોણ માર્ગ આપે ?

પિતાના મરણ બાદ બ્રહ્મદત્ત કુમાર વારાણસીની રાજગાદીએ આવ્યો. તે ધર્મપૂર્વક રાજ્ય કરવા લાગ્યો. તે ઘણો ન્યાયી હતો, તથા નિષ્પક્ષપાતપણે બધા ઝઘડા ચૂકવતો હતો. રાજા ન્યાયી હોય, એટલે તેના પ્રધાનો પણ ન્યાયી થાય જ. પરિણામે લોકો ખોટી ફરિયાદો કરતા બંધ થયા, અને પોતાની મેળે ન્યાયપૂર્વક વર્તવા લાગ્યા. રાજદરબારને આંગણે ફરિયાદ કરવા આવનારાઓની ભીડ તથા ધમાલ બંધ થઈ ગઈ; અને ન્યાયાધીશો આખો દિવસ ન્યાયસભામાં કામ વિના જ બેસી રહેવા લાગ્યા.

આ જોઈ બ્રહ્મદત્તે વિચાર્યું કે, 'હું ધર્મપૂર્વક રાજ્ય કરું છું, તેથી લોકોમાં કજિયા–કંકાસ તથા દુરાચાર દૂર થયા છે. હવે મારા પોતામાં કંઈ દોષ રહ્યા છે કે નહિ, તે મારે જોઈ લેવું જોઈએ; અને જો કોઈ દોષ જણાય, તો તેને દૂર કરવા પ્રયત્ન કરવો જોઈએ.'

આ વિચારથી તેણે, પોતાની આસપાસના લોકોને, પોતામાં કોઈ દોષ દેખાતો હોય તો જણાવવા માટે કહેવા માંડયું. પરંતુ બધા તેનાં વખાણ જ કરતા; કોઈ તેનામાં એક પણ દોષ બતાવતું નહિ.

આ જોઈ બ્રહ્મદત્તે વિચાર્યું કે, ‘ આ બધા લોકો, હું ગુસ્સે થઈ જાઉં એ બીકે મારો કોઈ દોષ બતાવશે જ નહિ. માટે મારે તો છૂપે વેષે દેશમાં ફરવા નીકળવું જોઈએ, તો વળી મારો દોષ બતાવનારો કોઈ મળી જાય.’ આમ વિચારી તે રથમાં બેસી, માત્ર સારથિને સાથે લઈ, દેશમાં ફરવા નીકળ્યો.

સંજોગવશાત્ એવું બન્યું કે, કોસલ દેશનો રાજા મલ્લિક પણ એ જ પ્રમાણે પોતાનો દોષ બતાવનારને શોધતો, રથમાં બેસી, સારથિ સાથે દેશમાં ફરવા નીકળ્યો હતો. તે બંનેના રથ એક સાંકડી તથા ઊંડી ગાડા-વાટમાં સામસામા આવી ગયા. તે નેળ એવી નીચી હતી કે, તેની બંને બાજુની ભેખડો ઉપર રથ ચડી શકે તેમ ન હતું. એટલે બેમાંથી એક રથ પાછો વળે, તો જ સામો રથ આગળ આવી શકે તેવી સ્થિતિ ઊભી થઈ.

મલ્લિક રાજાના સારથિએ બ્રહ્મદત્તના સારથિને રથ પાછો વાળવા માટે કહ્યુ.

ત્યારે બ્રહ્મદત્તના સારથિએ કહ્યું કે, ‘ તું તારો જ રથ પાછો વાળ; કારણ કે આ રથમાં તો વારાણસીના અધિપતિ મહારાજ બ્રહ્મદત્ત બેઠા છે.’

જવાબમાં મલ્લિક રાજાના સારથિએ કહ્યું,

'પણ આ રથમાં કોસલ દેશના અધિપતિ મહારાજ મલ્લિક બેઠા છે.'

બ્રહ્મદત્તના સારથિએ વિચાર્યું કે, સામા રથમાં પણ રાજા જ બેઠેલો છે. હવે શું કરવું ? લાવ હું તે રાજાની ઉંમર પૂછું. જે રાજા ઉંમરમાં નાનો હોય, તેણે મોટી ઉંમરના રાજાને માર્ગ આપવો જોઈએ.

પરંતુ પૂછ્યા બાદ જણાયું કે, બંને રાજા ઉંમરમાં સમાન જ છે ! પછી બ્રહ્મદત્તના સારથિએ સામા રાજાના રાજ્યનો વિસ્તાર, બળ, ધન, યશ, કુલ વગેરે પૂછ્યું. પરંતુ બંને રાજા બધી બાબતમાં સમાન માલૂમ પડ્યા. પછી તેણે વિચાર્યું કે, જે રાજા ગુણ અને શીલમાં ઉત્તમ હોય, તેને તેનાથી ઊતરતાએ માર્ગ આપવો જોઈએ. આમ વિચારી તેણે સામા રાજાના સારથિને તેના રાજાના ગુણ તથા શીલ વર્ણવી બતાવવાને કહ્યું. તેણે જવાબમાં કહ્યું: 'આ મલ્લિક રાજા અક્કડને અક્કડતાથી, મૃદુને મૃદુતાથી, સજ્જનને સજ્જનતાથી, અને દુર્જનને દુર્જનતાથી જીતે છે; માટે હે સારથિ, માર્ગ મૂક !'

પછી બ્રહ્મદત્તના સારથિએ પોતાના રાજાના ગુણો વર્ણવી બતાવતાં કહ્યું : 'આ બ્રહ્મદત્ત રાજા ક્રોધીને અક્રોધથી, દુર્જનને સજ્જનતાથી, કંજૂસને

દાનથી, અને જૂઠાને સત્યથી જીતે છે; માટે હે સારથિ, માર્ગ મૂક!'

આ સાંભળતાં જ મલ્લિક રાજા અને તેનો સારથિ રથમાંથી ઊતરી પડ્યા. તેમણે અશ્વો છોડી નાખી પોતાનો રથ પાછો ફેરવ્યો તથા વારાણસીના રાજાને માર્ગ આપ્યો.

## ૨. સુભાષિતની હરીફાઈ

બુદ્ધ ભગવાનના કાળની પ્રાચીન નગરી શ્રાવસ્તીની કથા છે.

ભગવાન બુદ્ધ એક વખત શ્રાવસ્તી પાસે આવેલા જેતવનમાં અનાથપિંડિક નામે પોતાના ભક્તના 'આરામ'માં રહેતા હતા. ત્યાં તેમણે એક વખત ભિક્ષુઓને ઉપદેશ આપતાં નીચેની કથા કહી સંભળાવીઃ—

હે ભિક્ષુઓ! એક સમયે દેવો અને અસુરો વચ્ચે યુદ્ધ ચાલતું હતું. તે વખતે અસુરોના ઇંદ્ર વેપચિત્તિએ દેવોના ઇંદ્ર શક્રને કહેણ મોકલ્યું: 'હે દેવેન્દ્ર! આપણે બંને સુભાષિતો બોલીએ, અને જેનું સુભાષિત ઉત્તમ ઠરે તેને જીતેલો ગણવો.'

દેવેન્દ્રે એ વાત કબૂલ રાખી.

પછી દેવો અને અસુરોએ એક પરિષદ નીમી, અને તે પરિષદ જે ચુકાદો આપે તે બંનેએ સ્વીકારવો એવું ઠરાવ્યું.

અસુરેંદ્ર વેપચિત્તિએ શક્રને કહ્યું : હે દેવેન્દ્ર! તું પ્રથમ એક ગાથા બોલ.

દેવેંદ્રે કહ્યું : હે વેપચિત્તિ! તું મારા કરતાં મોટો છે, માટે તું પ્રથમ બોલ.

ત્યારે વેપચિત્તિ નીચેની ગાથા બોલ્યો :–
'મૂર્ખ માણસને રોકીએ નહિ, તો તે વધુ ફાટે છે; માટે ડાહ્યા માણસે પ્રથમથી જ પોતાની લાકડી સંભાળવી.'

વેપચિત્તિની ગાથાને અસુરોએ વધાવી લીધી, પરંતુ દેવો ચૂપ રહ્યા.

પછી દેવેંદ્ર પોતાની ગાથા બોલ્યો : —
'મૂર્ખ માણસને રોકવાનો એક જ માર્ગ છે : તેને ખૂબ ગુસ્સે થયેલો જોઈ જાતે શાંત થઈ જવું.'

દેવેંદ્રની ગાથાને દેવોએ વધાવી લીધી, પરંતુ અસુરો ચૂપ રહ્યા.

વેપચિત્તિ બોલ્યો : હે દેવેંદ્ર! મૂર્ખ આગળ શાંત રહેવાથી તે આપણને ડરી ગયેલા માની, વધુ ત્રાસ આપે છે. બીનીને નાસનારનો ગાય પણ કેડો વધુ પકડે છે.

ત્યારે ઇંદ્રે કહ્યું : હે વેપચિત્તિ ! મૂર્ખ ભલે માને કે આપણે બીની જવાથી શાંત રહ્યા. પરંતુ કોઈ પણ બાબતની શ્રેષ્ઠતા, તેના વડે અંતે કુલ કેટલું કલ્યાણ નીપજે છે, તેના વડે મપાય છે. તે દૃષ્ટિએ જોતાં સહનશીલતા જ શ્રેષ્ઠ છે. ગુસ્સે થનાર-ની સામે ગુસ્સે થઈએ, તો આપણે સરખા જ દોષિત ઠર્યા; અથવા તો તેનાથી પણ વધારે દોષિત ઠર્યા. કારણ કે, તેના ગુસ્સે થવાથી તેને અને આપ-ણને થતું નુકસાન નજરે જોયા પછી પણ આપણે સામા ગુસ્સે થઈ, બળતામાં ઘી હોમ્યા જેવું કર્યું, અને તેને વધુ ગાંડો બનાવ્યો, તથા તે રીતે તેને અને આપણને થતા નુકસાનમાં વધારો કર્યો. પરંતુ સામાને ગુસ્સે થયેલો જોઈ જે મનુષ્ય શાંત રહે છે, તે પોતાનું તેમજ સામાનું હિત આચરે છે. તે મનુષ્ય પોતાનો રોગ દૂર કરે છે એટલું જ નહીં, પણ સામાનો રોગ પણ દૂર કરે છે. માટે સાચો વિજય તેનો જ છે; ભલે ધર્મ ન જાણનારાઓ તેને નમાલો કહે છે.

આ સાંભળી દેવો અને અસુરોએ નીમેલી પરિષદના સભ્યો એકી અવાજે બોલી ઊઠ્યા કે, વેપચિત્તિએ કહેલી ગાથા પશુબળ—શસ્ત્રબળની ગાથા છે, તથા તેનું પરિણામ વિગ્રહ અને કલહ છે;

પરંતુ દેવેંદ્ર શક્રની ગાથા આત્મબળ—ક્ષમાબળની ગાથા છે, તથા તેનું પરિણામ શાંતિ અને સુમેળ છે. માટે દેવેંદ્ર શક્રને અમે આ સુભાષિત-યુદ્ધમાં જીતેલો જાહેર કરીએ છીએ!

## ૩. કોણ જીત્યું ?

દાનેશરી તરીકે કોશલ દેશના રાજાની મોટી નામના હતી. દીન-દરિદ્રોનું તે આશ્રયસ્થાન હતો. દુઃખમાં માતાપિતાની પાસે જેમ બાળક દોડી જાય, તેમ દુઃખી લોકો તેની પાસે દોડી જતા.

કોશલરાજની એ કીર્તિ કાશીરાજથી સહન થઈ શકી નહીં. તે ઈર્ષ્યાથી બળી જવા લાગ્યો: ‘મારી પ્રજાનાં માણસો મારા કરતાં કોશલરાજને મોટો માને? મારા કરતાં જેનું પદ નીચું છે તેની, મારી જ પ્રજામાં આટલી બધી કીર્તિ?’ એમ વિચારી તેણે એક દિવસ પોતાના સેનાપતિને કહ્યું, ‘સેનાપતિ, ચાલો હાથમાં તલવાર લો અને લશ્કર તૈયાર કરો. મારા કરતાં કોશલરાજને મોટા થઈ બેસવું છે, તો એને જરા પાઠ શીખવીએ.’

કાશીરાજે સૈન્ય તૈયાર કરી કોશલ દેશ ઉપર ચડાઈ કરી. કોશલરાજ રણસંગ્રામમાં હારી જવાથી

લાજનો માર્યો જંગલમાં પલાયન કરી ગયો. વિજયી કાશીરાજ દરબાર ભરી, મદથી હસતો હસતો સભાસદોને કહેવા લાગ્યો, 'જેનામાં ધન સાચવવાની તાકાત ન હોય, તેણે દાનેશરી થવા નીકળવું ન જોઈએ!'

પરંતુ લોકોમાં હાહાકાર મચી ગયો. બધા કહેવા લાગ્યા, 'રાહુ ચંદ્રને ગળી ગયો; લક્ષ્મીજીએ પણ બળવાનના બાહુ પસંદ કર્યા, ધર્મ સામું ન જોયું.' દશે દિશાના લોક કલ્પાંત કરતા બોલવા લાગ્યા, 'અમારું શિરછત્ર ચાલ્યું ગયું; સકળ જગતના બંધુ કોશલરાજના શત્રુને ધિક્કાર હજો!'

નગરજનોનું એ કલ્પાંત સાંભળી, કાશીરાજ ગુસ્સાથી સળગી જવા લાગ્યો: 'હરામખોરો! હું હજુ જીવતો-જાગતો છું, તો પછી આટલું બધું શાને રડી મરો છો? તમારો એ દાનેશરી હવે શું પાછો આવશે? કે મને હરાવીને પોતાનું રાજ્ય પાછું મેળવશે? ઠીક, ઠીક; પરંતુ જ્યાં સુધી તે જીવતો છે, ત્યાં સુધી તમે બધા તેનાં વખાણ છોડવાના નથી. માટે તેને નામશેષ કરી નાખવો એ જ યોગ્ય છે. શાસ્ત્રમાં પણ કહ્યું છે કે, રોગ અને શત્રુનું જરાસરખું મૂળ બાકી રહેવા દેવું નહીં.'

આમ વિચારી તેણે પોતાના મંત્રીને બોલાવીને કહ્યું, 'મંત્રીજી, જાઓ, નગરમાં ઢંઢેરો પિટાવો કે, જે માણસ કોશલરાજને પકડી લાવશે તેને સો સોનામહોર ઇનામ આપવામાં આવશે.' રાજાના નોકરો રાતદિવસ ઠેર ઠેર ઘોષણા કરવા લાગ્યા. જે કોઈ તે સાંભળતું, તે આંખો મીંચી, જીભ કરડી, કાને હાથ દબાવી દેતું.

કોશલરાજ ગંદાં ફાટચાં-તૂટચાં કપડાં પહેરી વનવગડામાં રખડચા કરતો હતો. એક દિવસ એક વટેમાર્ગુએ આંસુ-ભરેલે મુખે તેને પૂછ્યું, 'ભાઈ, કોશલદેશનો રસ્તો કઈ બાજુ આવ્યો, બતાવીશ?'

રાજાએ તે સાંભળી તેને પૂછ્યું, 'એ અભાગિયા દેશમાં હવે શા દુઃખે જાય છે, ભાઈ?'

વટેમાર્ગુએ કહ્યું, 'હું વેપારી વાણિયો છું. મારું નાવ ભરસમુદ્રમાં ડૂબી ગયું છે. હવે ઘેર ઘેર ભીખ માગતો તો કેમ કરીને જીવું? પણ ચારે બાજુ મેં દયાળુ કોશલરાજની કીર્તિ સાંભળી છે. કહે છે કે, તે અનાથનો નાથ છે, દીન-દરિદ્રનું શરણ છે; કોઈ તેને બારણેથી ખાલી હાથે પાછું ફરતું નથી. માટે હું તેની પાસે જઈ મારું દુઃખ દૂર કરવા ઇચ્છું છું.'

તે સાંભળી કોશલરાજે જરા હસીને પોતાની

આંખમાં આવતાં આંસુ છુપાવી દીધાં. ત્યાર બાદ ચૂપ રહી કાંઈક વિચાર કરી લીધો અને કહ્યું, 'ભાઈ! તું ઘણી મુશ્કેલીઓ વેઠતો આટલે દૂર આવ્યો છે, તો તારી મનઃકામના પૂર્ણ થાય તેવો માર્ગ તને બતાવું.' એમ કહી તે તેને સાથે લઈને ચાલ્યો.

કાશીરાજ દરબાર ભરીને બેઠો છે. એટલામાં ત્યાં એક જટાધારી વનવાસી આવીને ઊભો રહ્યો. રાજાએ મોં મલકાવીને તેને પૂછ્યું, 'શા કારણસર તમારું આવવું થયું છે? ખુશીથી કહો. કાશીરાજ તમારી જે કાંઈ કામના હશે તે જરૂર પૂરી કરશે.'

પેલા જટાધારીએ ધીરે ધીરે કહ્યું, 'કાશીરાજ! હું કોશલરાજ છું; મને પકડી લાવે તેને જે મોટું ઇનામ આપવાનું તમે જાહેર કર્યું છે, તે મારા આ જોડીદાર વણિકને આપો. તે ભારે મુશ્કેલીમાં આવી પડ્યો છે. મારી પાસેથી કંઈ મળશે એ આશાએ મારા નગરનો રસ્તો પૂછતો જતો હતો, તેવામાં મને વચ્ચે મળ્યો. તેને હું નિરાશ કરવા નથી માગતો. માટે લો મારું માથું, અને તેને ઇનામની રકમ ગણી આપો.'

આ જોઈ સભાસદો ચોંકી ઊઠ્યા. આખો દરબાર સ્તબ્ધ થઈ ગયો. બારણા પાસે ઊભેલા બખતરધારી દ્વારપાલની આંખો આંસુથી ભરાઈ ગઈ. કાશીરાજ

  

પણ ક્ષણભર તો ચૂપ થઈ ગયો. પછી તે બોલ્યો, ‘હે રાજકેદી! પોતાનું માથું આપીને મારા ઉપર વિજય મેળવવાનો પેંતરો તું ઠીક ગોઠવી લાવ્યો છે! પણ તારી એ આશા નિષ્ફળ જવાની છે, કેમ કે આજની આ લડાઈમાં હું જ જીતીશ.’

પછી તેણે કોશલરાજને રાજા તરીકે સંબોધીને કહ્યું, ‘હે કોશલરાજ! તમારું રાજ્ય હું તમને પાછું આપું છું, અને સાથે મારું હૃદય પણ. હવે આ ગાદીએ બેસી તમારા જ રાજ્યભંડારમાંથી આ વણિકને જોઈએ તેટલું ધન ગણી આપો.’

એમ કહી એ ચીંથરેહાલ વનવાસીને રાજાએ રાજ્યાસને બેસાર્યો, અને તેના ઝાંખરાં જેવા વાળ ઉપર રાજમુગટ પહેરાવી દીધો. નગરજનો એકી અવાજે પોકારી ઊઠ્યા: ‘ધન્ય’! ‘ધન્ય’!

[ ટાગોરકૃત ‘કથા ઓ કાહિની’ ઉપરથી ]

## ૪. છ દિશાની પૂજા

એક વખત બુદ્ધ ભગવાન મગધની રાજધાની રાજગૃહના વેણુવનમાં રહેતા હતા. તે વખતે સિગાલ નામનો એક કુલીન તરુણ શહેરમાંથી રોજ સવારે બહાર આવી, સ્નાન કરી, પૂર્વ, પશ્ચિમ,

દક્ષિણ, ઉત્તર, ઉપર, અને નીચે એમ છ દિશા-ઓને નમસ્કાર કરતો હતો.

બુદ્ધ એક વખત ભિક્ષા માટે નગરમાં જતા હતા, તેવામાં પેલા યુવકને નમસ્કાર કરતો જોઈને બોલ્યા : 'હે ગૃહપતિપુત્ર, તેં આ શું માંડયું છે ?'

સિગાલ બોલ્યો : 'હે ભગવંત ! મારા પિતાએ મરતી વખતે છયે દિશાઓની પૂજા કરતા રહેવાનું મને કહ્યું હોવાથી, હું દિશાઓને નમસ્કાર કરું છું.'

બુદ્ધે કહ્યું : 'પરંતુ તારો આ નમસ્કારવિધિ આર્યોની પદ્ધતિ પ્રમાણે નથી.'

સિગાલે કહ્યું : 'તો, હે ભગવંત ! આપ મને આર્યોની પદ્ધતિ પ્રમાણે દિશાઓને નમસ્કાર કરવાનું શીખવો.'

બુદ્ધ બોલ્યા : 'હે ગૃહપતિપુત્ર, માબાપ એ પૂર્વદિશા છે. તેમની પૂજાનાં આ પાંચ અંગો છે: ૧. તેમનું કામ કરવું, ૨. તેમનું પોષણ કરવું, ૩. કુળમાં ચાલી આવેલાં સત્કાર્યો ચાલુ રાખવાં, ૪. તેમની સંપત્તિના વારસ બનવું, અને ૫. તેઓ મરણ પામે ત્યારે તેમને નામે દાન કરવું.

'માબાપોને જો આ પાંચ અંગ વડે પૂજ-વામાં આવે, તો તેઓ તે બાળકને ૧. પાપ કરતાં

વારે છે, ૨. તેને સુમાર્ગે ચઢાવે છે, ૩. તેને કળા-કૌશલ્ય શીખવે છે, ૪. યોગ્ય સ્ત્રી સાથે તેનું લગ્ન કરી આપે છે, અને ૫. યોગ્ય વેળાએ પોતાની મિલકત તેને સ્વાધીન કરે છે.

'હે ગૃહપતિપુત્ર, ગુરુ એ દક્ષિણ દિશા છે. તેની પૂજાના આ પાંચ વિધિ છે : ૧. તે આવે ત્યારે ઊઠીને ઊભા થવું, ૨. તે માંદા થાય ત્યારે તેમની સેવાચાકરી કરવી, ૩. તે જે શિખામણ આપે તે શ્રદ્ધાપૂર્વક સમજી લેવી, ૪. તેમનું જે કાંઈ કામ હોય તે કરવું, અને ૫. તે જે વિદ્યા આપે તે ઉત્તમ રીતે ગ્રહણ કરવી.

'ગુરુને જો આ પાંચ પ્રકારે પૂજવામાં આવે, તો તે ૧. શિષ્યને સદાચાર શીખવે છે, ૨. ઉત્તમ રીતે વિદ્યા શીખવે છે, ૩. પોતાને આવડતી સર્વ વિદ્યા શિષ્યને આપી દે છે, ૪. પોતાનાં સગાં-સંબંધીમાં તેની પ્રશંસા કરે છે, અને ૫. કોઈ સ્થળે જતાં તેને ખાધાપીધાની અડચણ ન પડે તેવી વ્યવસ્થા કરે છે.'

'હે ગૃહપતિપુત્ર, પત્ની એ પશ્ચિમ દિશા છે. તેની પૂજાનાં આ પાંચ અંગો છે : ૧. તેને માન આપવું, ૨. તેનું અપમાન ન થવા દેવું, ૩. એક-પત્નીવ્રત આચરવું, ૪. ઘરનો કારભાર તેને સોંપવો;

૫. અને વસ્ત્રાલંકારની તેને ખોટ ન પડવા દેવી.

'આ પાંચ અંગોથી તેને પ્રસન્ન રાખવામાં આવે, તો તે ૧. ઘરમાં સારી વ્યવસ્થા રાખે છે, ૨. નોકર–ચાકરને પ્રેમથી સંભાળે છે, ૩. પતિવ્રતા થાય છે, ૪ પતિએ મેળવેલી સંપત્તિનું રક્ષણ કરે છે, અને ૫. સર્વ ગૃહકૃત્યોમાં તત્પર રહે છે.'

'હે ગૃહપતિપુત્ર, મિત્રમંડળ એ ઉત્તરદિશા છે. તેની પૂજાનાં આ પાંચ અંગ છે: ૧. આપવા યોગ્ય વસ્તુ હોય તે તેમને આપવી, ૨. તેમની સાથે પ્રેમથી બોલવું, ૩. તેમને ઉપયોગી થવું, ૪. તેમની સાથે સમાનભાવથી વર્તવું, અને ૫. તેમની સાથે નિષ્કપટ વર્તન રાખવું.

'આ પાંચ પ્રકારે મિત્રમંડળની પૂજા કરવામાં આવે, તો તેઓ ૧. એકાએક સંકટ આવી પડે ત્યારે એનું રક્ષણ કરે છે, ૨. તેની સંપત્તિનું પણ રક્ષણ કરે છે, ૩. સંકટમાં ગભરાઈ જાય ત્યારે ધીરજ આપે છે, ૪. વિપત્તિના સમયે તેને એકલો છોડતા નથી, અને ૫. તેની પાછળ તેની સંતતિ ઉપર પણ ઉપકાર કરે છે.

'હે ગૃહપતિપુત્ર, નોકરચાકર એ નીચલી દિશા છે. તેમની પૂજાનાં આ પાંચ અંગો છે: ૧. તેમની શક્તિ પ્રમાણે તેમને કામ કહેવું, ૨. તેમને

યોગ્ય મહેનતાણું આપવું, ૩. તે માંદા પડે ત્યારે તેમની સારવાર કરવી, ૪. પ્રસંગ હોય ત્યારે તેમને ઉત્તમ ભોજન આપવું, ૫. અને વખતોવખત ઉત્તમ કામ બદલ તેમને બક્ષિસ આપવી.

'આ પાંચ પ્રકારે તેમની પૂજા કરવામાં આવે, તો તેઓ પણ ૧. પોતાના માલિક ઊઠે ત્યાર પહેલાં ઊઠે છે, ૨. માલિક સૂએ ત્યાર પછી સૂએ છે, ૩. માલિકના માલની ચોરી કરતા નથી, ૪. ઉત્તમ રીતે કામ કરે છે, અને ૫. માલિકનો યશ ફેલાવે છે.

'હે ગૃહપતિપુત્ર, સાધુસંત એ ઉપલી દિશા છે. તેમની પૂજાનાં આ પાંચ અંગ છે: ૧. કાયાથી તેમનો આદર કરવો, ૨. વાચાથી તેમનો આદર કરવો, ૩. મનથી તેમનો આદર કરવો, ૪. તે ભિક્ષાએ આવે ત્યારે તેમને તકલીફ પડવા દેવી નહિ, અને ૫. તેમને ઉપયોગી વસ્તુઓ આપવી.

'આ પાંચ પ્રકારે તેમની પૂજા કરવામાં આવે, તો તેઓ ૧. પાપમાંથી તેનું નિવારણ કરે છે, ૨. તેને કલ્યાણકારક માર્ગે લગાડે છે, ૩. પ્રેમપૂર્વક તેના ઉપર કૃપા કરે છે, ૪. તેને ઉત્તમ ધર્મ શીખવે છે, તેની શંકાઓનું સમાધાન કરે છે, અને ૫. તેને સ્વર્ગનો માર્ગ દેખાડે છે.'

આ ઉપદેશ સાંભળી સિગાલ બોલ્યો: 'ભગ-

વન્! આ આપનો ઉપદેશ કેટલો બધો સુંદર છે! કોઈ માણસ ઢાંકેલી વસ્તુ ઉઘાડી કરીને બતાવે, અથવા અંધારામાં જોવા માટે દીવો ધરે, કે માર્ગમાં ભૂલા પડેલાને માર્ગ બતાવે, તેમ ભગવાને મારે માટે ધર્મનું ઉત્તમ રહસ્ય ખુલ્લું કર્યું છે.'

## ૫. સત્ય સમાન કશું શ્રેષ્ઠ નથી

કાશીના રાજા બ્રહ્મદત્તને મનુષ્યમાંસ ખાવાની ટેવ પડી હતી; તેથી સૌ પ્રજાજનોએ ભેગા મળી તેને રાજ્યમાંથી હાંકી કાઢ્યો. બ્રહ્મદત્ત એક મોટા અરણ્યમાં ચાલ્યો ગયો. તે અરણ્યમાં થઈને બીજા દેશમાં જવાનો રસ્તો પસાર થતો હતો. બ્રહ્મદત્ત તે રસ્તે થઈને જતા આવતા મુસાફરોને પકડતો અને મારી ખાતો.

એક વખત તેને પગમાં ભારે જખમ થયો. જીવતા રહેવાની આશાએ તેણે વનદેવતાની બાધા રાખી કે, 'મારો જખમ જો જલદી રુઝાઈ જશે, તો હું સો રાજકુમારોના લોહીથી તને સ્નાન કરાવીશ અને મોટો નરયજ્ઞ કરીશ.'

દૈવયોગે તેનો જખમ સાજો થઈ ગયો. એટલે તેણે આજુબાજુનાં રાજ્યોમાંથી રાજકુમારો પકડી

પકડીને એકઠા કરવા માંડ્યા. પછી તે કુરુદેશના રાજકુમાર સુતસોમને પકડવા માટે કુરુદેશની રાજધાની ઇન્દ્રપ્રસ્થમાં ગયો. સવારે સુતસોમ કુમાર નગર બહાર તળાવમાં સ્નાન કરવા આવે, ત્યારે તેને પકડી લેવાને ઇરાદે તે કમળના વેલાઓની ઓથે સંતાઈને બેઠો.

બીજે દિવસે રિવાજ મુજબ સુતસોમ કુમાર સ્નાન કરવા તળાવે આવવા નીકળ્યો. તે કુમાર વિદ્યાનો બહુ શોખીન હતો, તેથી એક પરદેશી બ્રાહ્મણ ચાર શ્લોકો તેને સંભળાવી, ધન મેળવવાની ઇચ્છાએ, આગલી રાત્રે દૂર દેશથી આવીને નગર બહાર ઊતર્યો હતો. સવારના કુમારને જ સામો આવતો જોઈ, બ્રાહ્મણે તેની પાસે જઈને કહ્યું કે, મહારાજ! આપની કીર્તિ સાંભળી હું તક્ષશિલાથી અહીં સુધી ચાલતો આવ્યો છું. મારી પાસે સો સો સોનામહોરોની કિંમતના ચાર શ્લોક છે. તે આપ સાંભળો, અને આપને પસંદ પડે તો મને યોગ્ય કિંમત આપજો.'

કુમારે કહ્યું: 'હું હમણાં જ સ્નાન કરીને પાછો ફરું છું, ત્યાં સુધી તમે મારા મહેલમાં જઈને બેસો.'

સુતસોમ કુમારે પોતાની સાથેના હજૂરિયાને બ્રાહ્મણ સાથે પોતાના મહેલ ભણી વિદાય કર્યા, અને પોતે એકલો તળાવમાં સ્નાન કરવા ઊતર્યો. તરત પેલા નરભક્ષકે તેને પકડ્યો. પછી તેને પીઠ ઉપર નાખી તે વાયુવેગે દોડવા લાગ્યો. થોડે દૂર ગયા બાદ, બ્રહ્મદત્તે સુતસોમને નીચે ઉતાર્યો, ત્યારે સુતસોમની આંખમાં તેણે આંસુ દીઠાં.

તે જોઈ બ્રહ્મદત્તે કહ્યું : ' હે કુમાર ! નાન-પણથી ધૈર્યશાળી તરીકે તારી ખ્યાતિ દૂર દૂર ફેલાયેલી છે, પરંતુ અત્યારે મૃત્યુના ડરથી તું આમ કાયરની પેઠે રડવા બેઠો છે, એ તને ક્ષત્રિયને શોભે છે ? '

સુતસોમે જવાબ આપ્યો : ' ભાઈ ! હું મારે માટે કે મારાં સગાંવહાલાં માટે શોક કરતો નથી. પરંતુ, મારી કીર્તિ સાંભળી એક બ્રાહ્મણ દૂર દેશથી મને ચાર શ્લોક વેચવા માટે આવ્યો છે. તેને મેં તેના શ્લોક ખરીદી લેવાનું વચન આપી મારા મહેલમાં બેસાડ્યો છે. મારાથી હવે તે વચન પાળી શકાશે નહિ, એનો મને ખેદ થાય છે. તું જો મને છોડી દે, તો હું તે બ્રાહ્મણના શ્લોક સાંભળી, તેને યોગ્ય ઇનામ આપી, પાછો આવું. '

નરભક્ષક બોલ્યો : ' વાહ ! આવી વાત ઉપર

ભરોસો રાખવા જેટલો હું મૂર્ખ નથી ! મૃત્યુના મુખમાંથી છૂટીને સુખરૂપ પોતાને ઘેર પહોંચેલો માણસ ફરી પોતાની મેળે પોતાના શત્રુ પાસે પાછો જાય, એમ બને ખરું ?'

સુતસોમે કહ્યું : 'ભાઈ ! બીજાની વાત ગમે તે હોય, પરંતુ હું તો અસત્ય બોલીને જીવતો રહેવા કરતાં મૃત્યુને વધુ પસંદ કરું છું. જૂઠું બોલીને કદાચ તારા હાથમાંથી તો છુટાય, પરંતુ દુર્ગતિમાંથી કેવી રીતે છુટાય ? છતાં તને મારી પ્રતીજ ન પડતી હોય, તો હું મારી તલવારના સોગંદ ખાઉં છું.'

ક્ષત્રિયને મુખે તલવારના સોગંદ સાંભળી, બ્રહ્મદત્ત પણ વિચારમાં પડ્યો. છેવટે તેણે એવો નિશ્ચય કર્યો કે, સુતસોમ નાસી જાય તો હરકત નહિ, પણ એક વાર તેની પરીક્ષા તો લેવી.

સુતસોમ નરભક્ષકના હાથમાંથી છૂટી પોતાના મહેલમાં ગયો. તેને જોઈ સૌ લોકને આનંદ થયો. રાજકુમાર નરભક્ષકને થાપ આપી ઠીક છૂટી આવ્યા, એમ સૌ કહેવા લાગ્યા. પરંતુ સુતસોમે તો પેલા બ્રાહ્મણને તાબડતોબ બોલાવ્યો, અને તેને તેના શ્લોકો ગાઈ સંભળાવવા કહ્યું.

બ્રાહ્મણે તેને નીચે પ્રમાણે ચાર શ્લોકો ગાઈ સંભળાવ્યા.

"૧. એક વાર જ સજ્જનનો સંગ થાય, તોય તે માણસને તારીને કાયમનો પાર ઉતારે છે. પરંતુ દુર્જનનો સમાગમ હંમેશનો હોય, તોપણ નકામો છે.

"૨. જે હંમેશાં સાધુજનના સંગમાં રહે છે, અને ભક્તિપૂર્વક તેમનો સહવાસ કરી તેમની પાસેથી ધર્મને સ્પષ્ટ રીતે જાણી લે છે, તે માણસ સુખી થાય છે, અને તેનું દુઃખ નાશ પામે છે.

"૩. રાજાના ચિત્રવિચિત્ર રથો જીર્ણ થાય છે, માણસનાં શરીર પણ જીર્ણ થાય છે, પણ સજ્જનોનો ધર્મ જીર્ણ થતો નથી, એમ સંતપુરુષો હંમેશ કહે છે.

"૪. આકાશથી પૃથ્વી દૂર છે, અને સાગરનો કિનારો તો તેથીય દૂર છે, પરંતુ હે રાજા ! સજ્જનનો ધર્મ દુરાચરણથી એ કરતાં પણ ઘણો દૂર છે."*

---

*सकिदेव सुतसोम सब्भि होति समागमो ।
सा नं संगति पालेत्ति नासब्भि-बहु संगमो ॥ १ ॥
सब्भिरेव समासेठ सब्मि कुब्बेथ संथवं ।
सतं सद्धम्ममञ्ञाय सेय्यो होति न पापियो ॥ २ ॥
जीरन्ति वे राजरथा सुचित्ता अथो सरीरंऽपि जरं उपेति ।
सतं च धम्मो न जरं उपेति सन्तो हवे सब्भि पवेदयंति ॥३॥
नभं च दूरे पठवी च दूरे पारं समुद्दस्स तदाहु दूरे ।
ततो हवे दूरतरं वदन्ति सतं च धम्मो असतं च राजाऽत्ति ॥४॥

તે શ્લોકો સાંભળી સુતસોમ બહુ સંતોષ પામ્યો; અને તેણે બ્રાહ્મણને ચાર હજાર સોનામહોરો બક્ષિસ આપી. પછી સુતસોમ કુમાર પેલા નરભક્ષક પાસે પાછો જવા તૈયાર થયો. તે જોઈ, તેના પિતા તેને સમજાવવા લાગ્યા: ' આ તું શું કરે છે ? એક વાર એ દુષ્ટના હાથમાંથી જેમ તેમ છૂટી આવ્યા બાદ, તેના મોંમાં હાથે કરીને જઈ પડવું, એ શું બુદ્ધિશાળીનું લક્ષણ છે ? '

સુતસોમે કહ્યું : ' મહારાજ ! એ નરભક્ષક ભલે દુષ્ટ હોય; પરંતુ તેણે તો આ બ્રાહ્મણના ઋણમાંથી મુક્ત થવાની મને તક આપીને મારા ઉપર ભારે ઉપકાર કર્યો છે. તેનો હું વિશ્વાસઘાત કરું, તો મારા જેવો નીચ અને કૃતઘ્ન કોણ કહેવાય ? '

પછી સુતસોમ બધા લોકોની સલાહને ગણકાર્યા વિના, જ્યાં પેલો નરભક્ષક હતો ત્યાં જઈને હાજર થયો. તેને પાછો આવેલો જોઈ નરભક્ષકને બહુ આશ્ચર્ય થયું ને તે તેની તરફ એકીટસે જોઈ રહ્યો.

સુતસોમે કહ્યું: ' ભાઈ ! હું પાછો આવ્યો છું. હવે તું મને મારીને તારો યજ્ઞ પૂરો કર. '

બ્રહ્મદત્તે કહ્યું : ' કુમાર ! મેં હોમકુંડ

હમણાં જ સળગાવ્યો છે એટલે કશી ઉતાવળ નથી; પરંતુ તેં બ્રાહ્મણ પાસે જઈ જે શ્લોકો સાંભળ્યા, તે મને આઈ સંભળાવ. ઉપરાંત, એક વખત મારા હાથમાંથી જીવતો છૂટયા બાદ તું પોતાની મેળે પાછો શા માટે આવ્યો, તે પણ મને કહે.'

સુતસોમે કહ્યું: 'ભાઈ! સત્ય જેવી શ્રેષ્ઠ વસ્તુ જગતમાં બીજી નથી. તે સત્યનો ભંગ ન થાય તે માટે જ હું અહીં પાછો આવ્યો છું.'

બ્રહ્મદત્તે કહ્યું: 'રાજમહેલમાં ખટરસ અન્નનું ભોજન કરવાનું અને મોજશોખ કરવાનું મળે છે તે છોડી, સત્યને જ વળગી રહેવા ખાતર મોતના મોંમાં જઈ પડવું, એ તો તારું કેવળ મૂર્ખપણું જ લાગે છે.'

સુતસોમે કહ્યું: 'ભાઈ! સત્યનું પાલન કરવામાં જે ઉત્તમ રસ છે, તેની તોલે બીજા કોઈ રસ નથી.'

બ્રહ્મદત્તે કહ્યું: 'પરંતુ મૃત્યુભય સૌથી મોટો છે. પોતાના જીવનું રક્ષણ કરવાને જૂઠું બોલવામાં લોકો કશું ખોટું માનતા નથી. તને તારા જીવન વિષે કશી પરવા દેખાતી નથી, તેનું શું કારણ?'

સુતસોમે કહ્યું: 'મેં આજ સુધી જીવન દરમ્યાન કશાં ખોટાં કામ કર્યાં નથી, પરંતુ અનેક લોકો ઉપર ઉપકાર કર્યો છે; માબાપની સેવા કરી

છે; સગાંવહાલાંને મદદ કરી છે; તથા ગૃહસ્થનાં બીજાં જે કોઈ કર્તવ્યો છે, તેમાં ચૂક પડવા દીધી નથી. તેથી મને મોતનો ડર નથી.'

ત્યાર બાદ સુતસોમે પેલા ચાર શ્લોકો તેને ગાઈ સંભળાવ્યા. તે સાંભળી બ્રહ્મદત્ત ઘણો સંતુષ્ટ થયો. તેણે ચાર શ્લોકના બદલામાં ચાર વરદાન માગવાનું સુતસોમને કહ્યું.

સુતસોમે કહ્યું: 'જો તું ચાર વરદાન આપવા માગતો જ હોય, તો મને નીચેનાં ચાર વરદાન આપ: પહેલું વરદાન એ કે, હું સો વર્ષ સુધી તને નીરોગી અને સુખી જોવાને સમર્થ થાઉં. બીજું વરદાન એ કે, તેં પકડી આણેલા બધા રાજકુમારોને તું જીવિતદાન આપ. ત્રીજું વરદાન એ કે, તે સૌને તું તેમની રાજધાનીઓમાં પહોંચાડી દે. અને ચોથું વરદાન એ કે, હવેથી નરમાંસભક્ષણનું કર્મ તું છોડી દે.'

બ્રહ્મદત્તે તે સાંભળી, હસીને કહ્યું, ભાઈ! તેં આ વરદાનોથી પણ મારું સુખ અને આરોગ્ય જ ઇચ્છ્યું છે. શીલ અને સદાચાર વિના સુખશાંતિ તથા નીરોગિતા મળે જ નહીં. તેં તારું જીવિત પણ મને લાંબો વખત સુખી અને નીરોગી જોવા

સારુ જ માગ્યું છે. જા, તારે ખાતર પણ હું હવેથી મારાં દુષ્કર્મ છોડી, તારે બતાવેલે સદાચારને માર્ગે વળીશ. આ રાજકુમારોને તો હું તારા દેખતાં જ છોડી દઉં છું, અને તેમને ઘેર સુખરૂપ પહોંચાડી દઉં છું.

એટલું થતાંની સાથે જ ચારે બાજુ સમાચાર પ્રસરી ગયા કે, બ્રહ્મદત્તે નરમાંસ છોડી દીધું છે તથા હવેથી ધર્મ અનુસાર વર્તવાનો નિશ્ચય કર્યો છે. એ જાણી, કાશીના લોકોએ ઘણી ખુશીથી તથા મોટી ધામધૂમથી બ્રહ્મદત્તને તેના રાજ્યમાં પાછો આણ્યો, અને તેને ફરી ગાદીએ બેસાડ્યો. બ્રહ્મદત્તે સુતસોમને એક મહિના સુધી પોતાના નગરમાં સન્માનપૂર્વક રાખ્યો, અને પછી ભારે સત્કાર સાથે તેને ઘેર વિદાય કર્યો.

## ૬. ચંડાળ કોણ?

એક વખત ભગવાન બુદ્ધ શ્રાવસ્તી નગરીમાં ગામ બહાર રહેતા હતા. ભિક્ષાકાળે ભિક્ષા માગતા માગતા તે એક દિવસ ભારદ્વાજ બ્રાહ્મણના બારણા આગળ આવી પહોંચ્યા. તે વખતે ભારદ્વાજ હોમ કરતો હતો. બુદ્ધને આવતા જોતાં જ તે મોટી

બૂમ પાડીને બોલ્યોઃ 'અલ્યા મૂંડિયા ! ચંડાળ ! ત્યાં છેટો જ ઊભો રહે ! પાસે ન આવતો !'

બુદ્ધે કહ્યું : 'હે બ્રાહ્મણ ! ચંડાળ કોણ કહેવાય તે તું જાણે છે ખરો ?'

બ્રાહ્મણ બોલ્યો : 'ના, મને ચંડાળના ગુણોની શી ખબર ? તું જ તે કહે !'

બુદ્ધ બોલ્યા : 'વારંવાર ગુસ્સે થનાર, વેર-વૃત્તિ રાખનાર, અને પાપથી ખરડાયેલો અશ્રદ્ધાળુ મનુષ્ય ચંડાળ કહેવાય.'

'જે મનુષ્ય અન્ય પ્રાણીઓની હિંસા કરે છે, જેના અંતઃકરણમાં દયા નથી, જે લૂંટફાટ અને ચોરી કરે છે, તે ચંડાળ કહેવાય.

'જે મનુષ્ય બીજાનું દેવું કરી, પેલો પાછું માગે ત્યારે નાસી જાય છે કે આડું બોલે છે, તે ચંડાળ કહેવાય.

'જે પોતા માટે, પારકા માટે, કે પૈસા માટે ખોટી સાક્ષી પૂરે છે, તે ચંડાળ કહેવાય.

'જે મનુષ્ય પોતાનાં વૃદ્ધ માતાપિતાની સેવાચાકરી કરતો નથી, માબાપ – ભાઈ – બહેન – સગાંવહાલાં સૌને ગાળો દે છે કે મારે છે, તે ચંડાળ કહેવાય.

'જે મનુષ્ય પોતે કરેલાં પાપકર્મ છુપાવવાનો પ્રયત્ન કરે છે, તે ચંડાળ કહેવાય.

'હે બ્રાહ્મણ ! મનુષ્ય જન્મથી જ ચંડાળ કે બ્રાહ્મણ પાકતો નથી; પરંતુ પોતાનાં કર્મથી જ ચંડાળ થાય છે કે બ્રાહ્મણ થાય છે. માણસ ચંડાળના કુળમાં ઉત્પન્ન થયેલો હોય, પણ તે સદાચારી હોય, તો તે શ્રેષ્ઠ છે; પરંતુ બ્રાહ્મણના કુળમાં ઉત્પન્ન થયેલો માણસ જો દુરાચારી હોય, તો તે ચંડાળ જ છે.'

બુદ્ધનો આ ઉપદેશ સાંભળી ભારદ્વાજ શરમાઈ ગયો. તે બોલ્યો: "હે ભગવન્ ! આપનો ઉપદેશ ઘણો સરસ છે. જેમ કોઈ માણસ ઢાંકેલી વસ્તુ ઉઘાડી કરીને બતાવે, અથવા દેખતાને અંધારામાં મશાલ ધરીને બતાવે, તે જ પ્રમાણે આપે ધર્મને ઉત્તમ રીતે સ્પષ્ટ કરીને સમજાવ્યો છે."

## ૭. સાચો બ્રાહ્મણ

વારાણસી નગરમાં જયઘોષ તથા વિજયઘોષ નામે બે બ્રાહ્મણ ભાઈઓ રહેતા હતા. જયઘોષ એક વખત નદીકિનારે ફરતો હતો, તેવામાં તેણે એક દેડકાને કરુણાજનક રીતે ચીસો પાડતો સાંભ-

જ્યો. પાસે જઈને જોતાં માલૂમ પડયું કે, એક સાપ તે દેડકાને ગળતો હતો. તે દેડકાની જીભે એક જીવડું ચોટેલું હતું. તે ઉપરથી જણાતું હતું કે, તે દેડકો એ જીવડાને ગળવા કૂદ્યો હશે, તેવામાં ત્યાં પાસે ફરતા સાપે તેને જ પકડ્યો હતો. જયઘોષ હજુ એ બીના ઉપર વિચાર કરતો જ હતો, તેવામાં પાસેના ઝૂંડમાંથી એક નોળિયે વેગથી આવીને તે સાપને જ પકડ્યો.

આ જોઈ જયઘોષને વિચાર આવ્યો કે, બધાં પ્રાણીઓ ખાન-પાન વગેરે સુખોની પાછળ રાતદિવસ નચિંતપણે દોડ્યા કરે છે; પરંતુ કાળ આવીને ક્યારે કોને પકડશે, તેની ફિકર કોઈ કરતું નથી. માટે જ્યાં સુધી આપણે કાળના હાથમાં સપડાયા નથી, ત્યાં સુધી આ સંસારમાંથી મુક્ત થવાનો પ્રયત્ન કરવો જોઈએ. આમ વિચારી તેણે એક સંતપુરુષ પાસે જઈને દીક્ષા લીધી, અને ઘરબારનો ત્યાગ કરી સાધુપણું સ્વીકાર્યું.

ઘણાં વર્ષો બાદ તે ફરતો ફરતો પાછો વારાણસી નગરમાં આવી પહોંચ્યો. તે વખતે તેનો ભાઈ વિજયઘોષ એક મોટો યજ્ઞ કરતો હતો. તે યજ્ઞને નિમિત્તે બ્રહ્મભોજન કરાવવા સારુ તેણે પુષ્કળ ખાનપાન તૈયાર કરાવ્યું હતું. જયઘોષ ભિક્ષા માટે ફરતો ફરતો

વિજયઘોષના યજ્ઞમંડપ પાસે આવી પહોંચ્યો. તેને જોઈ વિજયઘોષ દૂરથી જ બોલી ઊઠ્યો : 'હે અપશુકનિયાળ મૂંડિયા! તું અહીં ઊભો ન રહીશ. અહીં તો વેદ ભણનારા પવિત્ર બ્રાહ્મણોને માટે જ ભોજન તૈયાર કરેલું છે, અને બ્રાહ્મણ સિવાય બીજા કોઈને તે આપવાનું નથી. માટે અહીંથી ચાલ્યો જા.'

જયઘોષે જવાબ આપ્યો : હે બ્રાહ્મણ! હું ઘરબારનો ત્યાગ કરનારો ભિક્ષુ છું. હું મારું અન્ન જાતે રાંધતો નથી, પરંતુ યાચકવૃત્તિથી જીવું છું. અહીં તમે દાન અર્થે ઘણું અન્ન-પાન તૈયાર કરેલું છે, માટે મને તપસ્વી જાણીને જે કાંઈ વધ્યુંઘટ્યું હોય તે આપો.

વિજયઘોષ બોલ્યો : હે સાધુ! જગતભરમાં જાણીતું છે કે, જાતિ અને વિદ્યાથી યુક્ત બ્રાહ્મણો જ દાન માટે ઉચિત પાત્રો છે. જેમ ઉત્તમ જમીનમાં વાવેલાં બીજ અચૂક ઊગી નીકળે છે, તેમ બ્રાહ્મણો રૂપી ક્ષેત્રમાં વાવેલું દાનરૂપી બીજ પુણ્યરૂપે અચૂક ઊગી નીકળે છે.

જયઘોષ : બ્રાહ્મણના કુળમાં જન્મ્યો છે માટે કોઈને બ્રાહ્મણ કહી શકાય નહીં. બ્રાહ્મણને ઘેર જન્મ્યો હોય, પરંતુ ક્રોધ, માન, હિંસા, જૂઠ, ચોરી અને પરિગ્રહથી યુક્ત હોય, તો તેને બ્રાહ્મણ

ન કહી શકાય. વિદ્યાની બાબતમાં પણ માત્ર વાણીનો ભાર ઊંચકનારને ઉત્તમ કહી શકાય નહીં. જે માણસ વેદ ભણીને પણ તેનું તાત્પર્ય જાણતો નથી, તથા તે પ્રમાણે આચરણ રાખતો નથી, તેને બ્રાહ્મણ શી રીતે કહી શકાય? આર્યપુરુષોએ બ્રાહ્મણ કોને કહ્યો છે, તે તમે જાણો છો?

વિજયઘોષે કહ્યું: ના. આર્યપુરુષો બ્રાહ્મણ કોને કહે છે તે તું જાણતો હોય તો મને કહી સંભળાવ.

જયઘોષે કહ્યું: મળેલી સંપત્તિમાં જે આસક્ત નથી થતો, અને ગયેલાનો જે શોક નથી કરતો, તે બ્રાહ્મણ કહેવાય છે.

જેની વાણી શુદ્ધ છે, સાચી છે, તથા મધુર છે, તથા જેનું હૃદય પણ અગ્નિમાં તપાવીને શુદ્ધ કરેલા સોના જેવું નિર્મળ છે, તે સાચો બ્રાહ્મણ છે.

જે રાગ, દ્વેષ અને ભય વિનાનો છે, તપસ્વી છે, સંયમી છે, સારાં વ્રત ધારણ કરનારો છે, તથા અંદર અને બહાર શાંત છે, તે બ્રાહ્મણ કહેવાય છે.

સર્વ જીવોને સુખ જ પ્રિય છે એમ જાણી, કોઈ પણ જીવને જે દુઃખ આપતો નથી, કે પોતાના સુખ માટે તેમની હિંસા કરતો નથી, તે સાચો બ્રાહ્મણ છે.

બીજાની નાની-મોટી કોઈ પણ વસ્તુ તેની પરવાનગી વગર જે ઉપાડી લેતો નથી, તે સાચો બ્રાહ્મણ છે.

જેને ધનમાં લોલુપતા નથી, જેને ભોગોમાં આસક્તિ નથી, જે દુર્જનોની સોબત કરતો નથી, તથા હંમેશાં સત્પુરુષોની જ સેવા કરે છે, તે સાચો બ્રાહ્મણ છે.

માણસ જેવું કર્મ કરે છે, તેવો તે થાય છે. માત્ર મૂંડાવાથી તે સાધુ બનતો નથી, મોઢેથી ૐ ૐ બોલ્યા કરવાથી બ્રાહ્મણ બનતો નથી, અરણ્યવાસથી મુનિ બનતો નથી, અને વલ્કલ પહેરવાથી તપસ્વી બનતો નથી. પણ સમતાથી શ્રમણ, બ્રહ્મચર્યથી બ્રાહ્મણ, જ્ઞાનથી મુનિ, અને તપથી તાપસ થાય છે. કર્મથી જ માણસ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય કે શૂદ્ર થાય છે, જન્મથી નહીં. જેનામાં બ્રાહ્મણના ગુણ છે, તે જ બ્રાહ્મણ છે. એવા ગુણવાળા શ્રેષ્ઠ બ્રાહ્મણો જ પોતાનો કે બીજાનો ઉદ્ધાર કરવાને સમર્થ છે.

આ સાંભળી વિજયઘોષનું અભિમાન તથા અજ્ઞાન દૂર થઈ ગયું. તેણે હાથ જોડીને જયઘોષને કહ્યું, 'હે સાધુ! તમે સાચું બ્રાહ્મણત્વ શું છે, તે મને બરાબર સમજાવ્યું. તમે જ સાચા બ્રાહ્મણ છો,

તથા સાચા વેદવિત્ છો. તમે જ બીજાનો તેમ જ પોતાનો ઉદ્ધાર કરવા સમર્થ છો. માટે હે ભિક્ષુશ્રેષ્ઠ! તમે મારા ઉપર કૃપા કરીને આ ભિક્ષા ગ્રહણ કરો.'

[ જૈન કથા ઉપરથી ]

## ૮. ક્રોધી ભારદ્વાજ

એક વખત બુદ્ધ ભગવાન મગધની રાજધાની રાજગૃહની પાસેના વેણુવનમાં રહેતા હતા. તે નગરમાં ભારદ્વાજ નામે એક અતિ ક્રોધી બ્રાહ્મણ રહેતો હતો. એક વખત, તેના ગોત્રમાંનો એક બ્રાહ્મણ બુદ્ધનો ધર્મ સ્વીકારી, તેમનો શિષ્ય બન્યો, એ સાંભળી ભારદ્વાજને ખૂબ ગુસ્સો ચડયો. તે વેણુવનમાં આવી બુદ્ધ ઉપર ગાળોનો વરસાદ વરસાવવા લાગ્યો. પરંતુ બુદ્ધે કાંઈ પણ જવાબ ન આપ્યો; તેથી થોડા વખત બાદ થાકીને તે જંપ્યો.

ત્યાર પછી બુદ્ધે તેને પૂછ્યું : 'હે બ્રાહ્મણ! તારે ઘેર કદી પરોણા આવે છે ખરા?'

ભારદ્વાજે કહ્યું : 'હા, મારાં સગાંવહાલાં કદી કદી મારે ઘેર આવે છે.'

બુદ્ધે પૂછ્યું : 'તેમને તું ખાવાપીવાની સામગ્રી આપે છે?'

ભારદ્વાજે કહ્યું: 'હા, મારે ઘેર આવેલા મહેમાનોનો યોગ્ય આદરસત્કાર કરી, હું તેમને ખાવાપીવાની સામગ્રી આપું છું.'

બુદ્ધે કહ્યું: 'પરંતુ હે બ્રાહ્મણ! જો તારા પરોણા તારી આપેલી વસ્તુઓ ન સ્વીકારે, તો તે વસ્તુઓનું શું થાય?'

ભારદ્વાજે કહ્યું: 'હે ગૌતમ! આ બધું તું શું પૂછે છે? મેં આપેલી વસ્તુઓ મારા પરોણાઓને ગમે નહિ; તો તે બધી મારી પાસે જ રહે, એ દેખીતું છે!'

બુદ્ધે કહ્યું: 'હે બ્રાહ્મણ! તે જ પ્રમાણે તેં આજે આ ગાળોની ભેટ મારે માટે આણી હતી, તેનો મેં સ્વીકાર કર્યો નહિ; તેથી તે ભેટ કોની પાસે રહી? જો મેં તારા ઉપર ગુસ્સો કર્યો હોત કે તને સામે ગાળો ભાંડી હોત, તો તારી ભેટ મેં અંગીકાર કરી એમ કહેવાત. એટલે, તેં ભાંડેલી ગાળો મારી પાસે આવવાને બદલે તારી પાસે રહી છે કે નહિ?'

ભારદ્વાજ બોલ્યો: 'હા ગૌતમ!'

બુદ્ધ બોલ્યા: 'હે બ્રાહ્મણ! ગુસ્સે થનાર ઉપર જે સામો ગુસ્સો કરે છે, તે માણસ પોતાની જાતને જ નુકસાન કરે છે. પરંતુ સામે ગુસ્સો કરવાને બદલે

તે શાંત રહે, તો તેથી તેને તેમ જ ગુસ્સો કરનારને બંનેને લાભ થાય છે.'

## ૯. ધર્મોપદેશની રીત

પૂર્ણ નામે ભગવાન બુદ્ધનો એક શિષ્ય હતો. એક વખત તે બુદ્ધ પાસે ગયો, અને સંક્ષેપમાં પોતાને ધર્મોપદેશ કરવાની વિનંતિ કરી. ઉપદેશ પૂરો થયા બાદ બુદ્ધે તેને પૂછ્યું: " હે પૂર્ણ ! હવે તું કયા પ્રદેશમાં જવાનો છું ?"

પૂર્ણ—ભગવન્ ! આ આપના ઉપદેશને ગ્રહણ કરીને હવે હું સુનાપરંત દેશમાં જવાનો છું.

બુદ્ધ—હે પૂર્ણ ! સુનાપરંત પ્રાંતના લોકો બહુ કઠોર છે તથા બહુ જ ક્રૂર છે. તું તેઓને ઉપદેશ આપવા જઈશ અને તેઓ તને ગાળો દેશે કે તારી નિંદા કરશે, તો તને કેવું લાગશે ?

પૂર્ણ—હે ભગવન્ ! મને તે વખતે એવું લાગશે કે, આ લોકો ઘણા સારા છે; કારણ કે તેઓએ મને માત્ર ગાળો જ દીધી છે, પરંતુ મારા ઉપર હાથ ઉપાડ્યો નથી.

બુદ્ધ—અને જો તેઓ તને હાથથી પ્રહાર કરશે તો ?

પૂર્ણ—તો મને તેઓએ પથ્થરથી માર્યો નહિ માટે તેઓ સારા જ છે; એમ હું સમજીશ.

બુદ્ધ—અને તેઓ તને પથ્થરથી મારશે તો?

પૂર્ણ—તો મારા ઉપર તેઓએ દંડપ્રહાર નથી કર્યો, તેથી તેઓ ઘણા સારા છે, એમ હું માનીશ.

બુદ્ધ—અને તેઓ દંડપ્રહાર કરશે તો?

પૂર્ણ—તો તેઓએ શસ્ત્રપ્રહાર નથી કર્યો, તેથી તેઓ ઘણા સારા છે, એમ હું માનીશ.

બુદ્ધ—અને તેઓ શસ્ત્રપ્રહાર કરશે તો?

પૂર્ણ—તો મને તેમણે ઠાર માર્યો નથી, તેથી તેઓ ઘણા સારા છે, એમ હું માનીશ.

બુદ્ધ—અને તેઓ તને ઠાર મારવા આવશે તો?

પૂર્ણ—હે ભગવન્! આ શરીરથી કંટાળીને ઘણા લોકો આપઘાત કરે છે. સુનાપરંતના રહેવાસીઓએ મારા એવા શરીરનો નાશ કર્યો, તેમાં તેમણે મારા ઉપર ઉપકાર કર્યો છે, અને તેથી તેઓ સારા છે, એમ હું માનીશ.

બુદ્ધ—શાબાશ! પૂર્ણ, શાબાશ! તું જરૂર સુનાપરંતના લોકોને પણ ધર્મોપદેશ કરવાને યોગ્ય છે.

## ૧૦. મહાવિજિત રાજાનો યજ્ઞ

પ્રાચીન કાળમાં મહાવિજિત નામે એક મોટો રાજા થઈ ગયો. તે એક દિવસ એકાંતમાં બેઠો હતો, ત્યારે તેના મનમાં એવો વિચાર આવ્યો કે, મારી પાસે પુષ્કળ સંપત્તિ છે; તેને જો હું એક મોટો યજ્ઞ કરવામાં વાપરું, તો પરલોકમાં મારું ભલું થાય. આ વિચાર તેણે પોતાના પુરોહિતને જણાવ્યો અને પૂછ્યું કે, કઈ રીતે યજ્ઞ કરીએ તો પરલોકમાં મારું વધારેમાં વધારે ભલું થાય ?

પુરોહિત બોલ્યોઃ "હે મહારાજ ! હાલમાં આપના રાજ્યમાં શાંતિ નથી; ગામ અને શહેરો લૂંટાઈ જાય છે; તથા લોકોને ચોરોનો ભારે ઉપદ્રવ છે. આવી સ્થિતિમાં આપ યજ્ઞ માટે લોકો ઉપર કર નાખશો, તો તેનાથી તમારું ભલું નહીં થાય.

"આપને એમ લાગશે કે, ફાંસી દીધાથી, તુરંગમાં નાખવાથી, તિરસ્કાર કરવાથી, કે દેશ-નિકાલ કરવાથી ચોરોનો બંદોબસ્ત થઈ જશે. પરંતુ એવા ઉપાયોથી ચોરોનો પૂરેપૂરો બંદોબસ્ત નહીં જ થાય. તેથી તો તેઓ થોડા દૂર જઈને ફરી તોફાન ઊભાં કરશે.

“ એ તોફાન તોડવાના ખરા ઉપાયો આ પ્રમાણે છે: આપના રાજ્યમાં જેઓ ખેતી કરવા ઇચ્છે છે, તેમને આપ બી આપો; જેઓ વેપાર કરવા ઇચ્છે છે, તેમને મૂડી આપો; અને જેઓ નોકરી કરવા ઇચ્છે છે, તેમને યોગ્ય નોકરી આપો. આ રીતે સર્વ માણસો પોતપોતાના મનગમતા કામમાં લાગી ગયા પછી આપના રાજ્યમાં તોફાન થવાનો સંભવ નથી. વખતસર કર વસૂલ થવાથી આપની તિજોરી ભરાઈ જશે, અને તોફાનીઓનો ઉપદ્રવ ન હોવાથી લોકો પોતાનાં બાળબચ્ચાંના કોડ પૂરા કરશે, તથા દરવાજા ઉઘાડા મૂકી નિર્ભયતાથી આનંદમાં રહેશે. ”

પુરોહિતે બતાવેલો તોફાનોનો બંદોબસ્ત કરવાનો ઉપાય મહાવિજિત રાજાને પસંદ પડ્યો. પોતાના રાજ્યમાં ખેતી કરવાને સમર્થ એવા લોકોને બી વગેરે આપી, તેણે તેમની પાસે ખેતી કરાવી; નાનામોટા વેપારીઓને મૂડી આપી, તેમનો વેપાર વધાર્યો; અને યોગ્ય માણસોને ચૂંટી કાઢી તેમની સરકારી કામ ઉપર યોગ્ય સ્થળે નિમણૂક કરી. આ ઉપાયોથી મહાવિજિતનું રાષ્ટ્ર થોડા જ વખતમાં સમૃદ્ધ થયું.

ત્યાર બાદ રાજાએ પુરોહિતની સૂચનાથી રાજ્યમાં જાહેરનામું કઢાવીને પ્રજાને પુછાવ્યું કે, 'મારે મારા પરલોકના હિત ખાતર યજ્ઞ કરવો છે; તેમાં તમારા બધાની સંમતિ છે કે નહીં ?' પ્રજાએ રાજીખુશીથી અને નિર્ભયતાથી રાજાને યજ્ઞ કરવા માટે સ્પષ્ટપણે અનુમતિ આપી.

ત્યાર બાદ પુરોહિતની સલાહ મુજબ રાજાએ યજ્ઞ કર્યો. તેમાં ગાયો, બકરાં, મેઢાં વગેરે પ્રાણી મારવામાં આવ્યાં નહીં; યજ્ઞસ્તંભો બનાવવા ઝાડો તોડી પાડવામાં આવ્યાં નહીં; દર્ભને ચૂંટી ચૂંટીને ઢગલા કરવામાં આવ્યા નહીં; અને દાસોને તથા મજૂરોને જબરદસ્તીથી કામે લગાડવામાં આવ્યા નહીં. જેમની ઇચ્છા હતી તેમણે જ કામ કર્યું અને જેમની ઇચ્છા ન હતી તેમણે ન કર્યું. ઘી, તેલ, માખણ, દહીં, મધ અને ગોળ, એટલા પદાર્થોથી તે યજ્ઞ પૂર્ણ કરવામાં આવ્યો.

પછી રાજ્યના શ્રીમંત લોકો રિવાજ મુજબ મોટાં મોટાં નજરાણાં લઈને રાજા પાસે આવ્યા. રાજાએ તેમને જણાવ્યું કે : "મારે તમારાં નજરાણાં-ની જરૂર નથી, કારણ કે, પ્રજા પાસેથી ધાર્મિક કરરૂપે ઉઘરાવેલું પુષ્કળ દ્રવ્ય હજી મારી પાસે પડેલું છે. તેમાંથી તમારે કાંઈ જાહેર હિત માટે જોઈતું

હોય તો લઈ જઈ શકો છો. ”

રાજાએ નજરાણું સ્વીકારવાની ના પાડવાથી લોકોએ તે પૈસામાંથી આંધળા-લંગડા વગેરે અપંગ લોકો માટે રાજાની યજ્ઞશાળાની ચારે દિશાએ અનાથશાળા બંધાવી.

આ પ્રમાણે મહાવિજિત રાજાનો યજ્ઞ સર્વને પ્રિય તથા કલ્યાણકારી નીવડ્યો.

## ૧૧. તેમાં ગુનેગાર કોણ?

એક વખત ભગવાન બુદ્ધ ફરતા ફરતા શ્રાવસ્તી નગરીમાં આવીને ઊતર્યા હતા. તે વખતે રાજાની ફરજો બાબત વાત નીકળી. તે ઉપરથી બુદ્ધે નીચેની કથા સૌને કહી સંભળાવી.

ઘણા સમય પહેલાં એક રાજા રાજ્ય કરતો હતો. તે પોતાની પ્રજાના લોકોને પોતાનાં બાળકોની પેઠે સંભાળતો હતો. તેના રાજ્યમાં બધો કારભાર ન્યાયથી ચાલતો હોવાથી લોકો પણ પોતપોતાનું કામકાજ ખંતથી તથા પ્રમાણિકતાથી કરતા અને સદાચારથી વર્તતા.

તે રાજા હંમેશાં પોતાનો ધર્મ શો છે તે જાણવા તથા શોધવા પ્રયત્નશીલ રહેતો અને તે

પ્રમાણે આચરણ કરતો. રાજકારભારની કશી વસ્તુની બાબતમાં અજ્ઞાન ન રહેવું એવી તેની ધખણા હતી. તે પોતે હિંસા, ચોરી, વ્યભિચાર, છળકપટ, નિંદા, અસત્ય, પ્રમાદ, અદેખાઈ, ક્રોધ વગેરે દોષોથી મુક્ત હતો. તથા પોતાની ઊણપો શોધીને તેમને દૂર કરવા પ્રયત્ન કર્યા કરતો.

એક વખત એવું બન્યું કે, તેના રાજ્યમાં એક માણસ અતિશય ગરીબ બની ગયો. તેને ખાવાના પણ સાંસા પડવા લાગ્યા. એ સ્થિતિમાં બીજો કોઈ રસ્તો ન સૂઝવાથી તેણે ચોરી કરી. જેનો માલ ચોરાયો હતો તે માણસ, તેને પકડીને રાજા પાસે લઈ આવ્યો.

બધા દરબારીઓ તથા નગરજનો તે ચોર ઉપર ગુસ્સે થઈ, બૂમો પાડી, તેને દેહાંતદંડ આપવાનું કહેવા લાગ્યા.

રાજા તે બધું સાંભળી રહ્યો પછી તેણે શાંતિથી વિચાર કરીને તે ચોરને પૂછ્યું, “ભાઈ! તેં ખરેખર આ ચોરી કરી હતી ?”

ચોરે કહ્યું, હા.

રાજાએ પૂછ્યું: તેં એમ કેમ કર્યું ? તું જાણતો નથી કે, ચોરી કરવી એ મોટો ગુનો છે તથા તેની બહુ કપરી સજા હોય છે ?

ચોર બોલ્યો:– રાજાજી! મારી સ્થિતિ એટલી બધી ગરીબ થઈ ગઈ કે, મારી પાસે પેટ ભરવાનું કાંઈ પણ સાધન રહ્યું નહીં. છેવટે ભૂખના માર્યો નાછૂટકે મેં આપના પવિત્ર તથા કલ્યાણકારી કાયદાઓનું ઉલ્લંઘન કરીને આ પાપ કર્યું છે.

રાજા તેનો આ નિખાલસ એકરાર સાંભળી ઘણો ખુશી થયો. પરંતુ થોડી વારમાં જ વિચાર કરીને તેણે શરમથી પોતાનું મોં નીચું કરી દીધું. પછી એક ઊંડા નિસાસો નાખીને તે બોલ્યોઃ— "મારા રાજ્યમાં જો કોઈ ભૂખે મરતો હોય, તો તેને ભૂખે મારનાર હું છું. મારા રાજ્યમાં જો કોઈ ટાઢે મરતો હોય, તો તેને કપડાં વગરનો રાખનાર પણ હું છું. હું એવા પદ ઉપર છું, તથા મારી પાસે એવાં સાધનો છે કે, હું જો ધારું તો મારા રાજ્યમાં કોઈ દુઃખી ન રહે. તેમ છતાં આ માણસ ભૂખે મરીને ચોરી જેવું મહાપાપ કરવાની હદે આવ્યો, તો તેમાં ખરો વાંક મારો જ કહેવાય."

આમ વિચારી, તેણે તે ચોરને તથા બીજા પણ તેવા ગુનેગારોને તરત છોડી મૂકવાનો હુકમ કર્યો; અને પછી પોતાના મોટા રાજભંડારનાં બારણાં તરત ખોલાવી નાખ્યાં. પોતાના રાજ્યમાં જેઓ ભૂખે મરતા હતા, તે સૌને તેણે ખાવાપીવાની વસ્તુઓ

પહોંચાડી. જેઓ કપડાં વિનાના હતા, તેમને કપડાં પહોંચાડયાં. જેઓ રોગી હતા, તેમને ઔષધ પહોંચાડયાં. ટૂંકમાં જેને જે વસ્તુની ઊણપ હતી, તે બધી તેણે પોતાના ભંડારમાંથી પૂરી કરી.

આમ થતાં જ રાજ્યના તમામ લોકો ખાધેપીધે સુખી તથા પોતપોતાનો ધંધો–રોજગાર કરતા થયા. પરિણામે રાજ્યમાંથી દુરાચાર અને દુઃખનું નામનિશાન નીકળી ગયું. લાકડી, કોરડા અને બેડીઓ ઉપયોગ વિના નકામાં પડયાં કેદખાનામાં કોઈ કેદી ન રહ્યો. રાજ્યમાં અસંતોષ, ભૂખમરો, છળકપટ, વગેરે છિદ્રો ન મળતાં પાસેના શત્રુ રાજાઓએ પણ તે રાજ્યને જીતવાની આશા છોડી દીધી. પરિણામે લશ્કરનાં તરવાર, ભાલા, અને બરછીઓ હથિયારખાનામાં જ કટાવા લાગ્યાં. અને લોકો વારે વારે કહેવા લાગ્યા કે, " આવા રાજાના વખતમાં આપણને જીવવા મળ્યું તે આપણું કેવું સદ્ભાગ્ય છે ! "

એ રાજાના રાજ્યમાં વરસાદ પણ નિયમિત તથા પૂરતો પડવા લાગ્યો. ઋતુઓ પણ નિયમિત તથા ઉપદ્રવ વિનાની બની. ભૂત પ્રેત, કોગળિયું, વગેરેના ત્રાસો શાંત થયા. પરંતુ તે બધા કરતાં રાજાને પોતાને આ પાંચ ઉત્તમ વસ્તુઓ પ્રાપ્ત થઈ.

(૧) લાંબું આયુષ્ય (૨) શાંત, મનોહર દેખાવ (૩) આઠે દિશાઓને કંપાવે તેવું શીલબળ (૪) નીરોગિતા તથા રોજ રોજ વધતું પરાક્રમ, અને (૫) ચારે દિશાઓમાં શાંતિવાળું રાજ્ય તથા અંતરમાં નિરંતર આનંદ પામ્યા કરતું ચિત્ત.

અંતે રાજા જ્યારે મૃત્યુ પામ્યો, ત્યારે છેવટની ઘડીએ પણ તેનું શરીરબળ પહેલાં જેવું જ કાયમ હતું, તથા તેની ભૂખ અને નિદ્રાની શક્તિ જરા પણ ઓછી થઈ ન હતી. મર્યા બાદ તરત જ તે સ્વર્ગમાં દેવ થયો, અને તેની પ્રજામાંથી પણ કોઈ નરકગામી થયું નહીં.

બુદ્ધે છેવટે કહ્યું: "હે ભિક્ષુઓ, પૂર્વ કાળમાં તે રાજા હું પોતે જ હતો."

ભિક્ષુઓ તે સાંભળી અત્યંત આનંદિત થયા તથા ભગવાન બુદ્ધને વારંવાર પ્રણામ કરવા લાગ્યા.

## ૧૨. મહાપુરુષની સાચી પૂજા

બુદ્ધ ભગવાનના નિર્વાણનો સમય નજીક આવ્યો ત્યારે તેમણે પોતાના શિષ્યોને બોલાવીને કહ્યું: 'હે ભિક્ષુઓ! આજથી ચાર મહિના બાદ હું નિર્વાણ પામવાનો છું.'

એ સાંભળી, સાતસો ભિક્ષુઓ આખો વખત બુદ્ધની જ તહેનાતમાં રહેવા લાગ્યા; તથા અવાર-નવાર ટોળે વળીને વીલે મોંએ વિચાર કરવા લાગ્યા કે, 'હવે આપણું શું થશે?'

પરંતુ તિસ્સ નામનો એક શિષ્ય પોતાના મન સાથે વિચારવા લાગ્યો: 'ભગવાન કહે છે કે, તે હવે ચાર માસ બાદ નિર્વાણ પામવાના છે. પરંતુ હજી હું તૃષ્ણાઓ અને વાસનાઓમાંથી છૂટી શક્યો નથી. તથા ભગવાને બતાવેલા માર્ગમાં બરાબર સ્થિર થયો નથી. તો પછી ભગવાનના નિર્વાણ બાદ તેમના જેવા ભોમિયાની મદદ વિના હું આ ભવ-સાગર કેવી રીતે પાર કરી શકીશ? માટે હજી જ્યાં સુધી ભગવાન જીવતા છે, ત્યાં સુધી મારાથી બનતો બધો પ્રયત્ન કરીને હું ભગવાને બતાવેલે માર્ગે મારું ચિત્ત નિર્મળ તથા સ્થિર કરી લઉં તો કેવું સારું?'

આવો વિચાર કરી, તિસ્સે બીજા ભિક્ષુઓ સાથે હળવા-મળવાનું કે વાતોચીતો કરવાનું છોડી દીધું, અને એકાંતમાં જઈ, ભગવાને બતાવેલી રીતે ધ્યાન કરવા માંડ્યું.

ભિક્ષુઓ તેની આવી વર્તણૂક જોઈ નારાજ થયા. તેઓ બુદ્ધ પાસે જઈ કહેવા લાગ્યા કે, તિસ્સ

ભિક્ષુને આપના પ્રત્યે કંઈ ભાવ-ભક્તિ રહ્યાં નથી; આપના નિર્વાણનો સમય નજીક આવ્યો છે એમ જાણવા છતાં, તે બને તેટલો વધુ સમય આપની સેવામાં તથા સોબતમાં ગાળવાને બદલે એકલો ક્યાંક પડી રહે છે; તથા અમારી સાથે પણ કાંઈ બોલતો ચાલતો નથી.

બુદ્ધ ભગવાને આ સાંભળી, તરત તિસ્સને પોતાની પાસે બોલાવી મંગાવ્યો, અને તેને આ બધાનું કારણ પૂછ્યું.

તિસ્સે જવાબ આપ્યો: "હે પ્રભુ! જ્યારથી આપે જણાવ્યું છે કે, આપ ચાર માસમાં નિર્વાણ પામવાના છો, ત્યારથી મેં મારા મન સાથે નક્કી કર્યું છે કે, જ્યાં સુધી આપ હજી અમારી વચ્ચે મોજુદ છો, ત્યાં સુધીમાં બનતો બધો પ્રયત્ન કરીને મારે ધર્મમાર્ગમાં આપે બનાવેલે રસ્તે દૃઢતા પ્રાપ્ત કરી લેવી; જેથી આપની ગેરહાજરીમાં હું ભોમિયાને અભાવે આમ તેમ અથડાઈ-કુટાઈને નાશ ન પામું."

બુદ્ધ ભગવાને આ સાંભળી, તેને આશીર્વાદ આપ્યા, તથા સૌ ભિક્ષુઓને ઉદ્દેશીને કહ્યું: 'હે ભિક્ષુઓ! મારા પ્રત્યે ભક્તિ રાખવાની આ જ સાચી રીત છે. જેઓ પુષ્પ તથા સુગંધીથી મારી પૂજા

કરે છે, તેઓ મારી સાચી પૂજા નથી કરતા. પરંતુ જેઓ મેં બતાવેલે માર્ગે જવા તથા સ્થિર થવા પ્રયત્ન કરે છે, તેઓ જ મારા સાચા પૂજકો છે.'

## ૧૩. બુદ્ધનો ચમત્કાર

એક વખત ભગવાન બુદ્ધ ફરતા ફરતા નાલંદા નગરીમાં આવ્યા, અને ત્યાંના આંબાવાડિયામાં ઊતર્યા. તે વખતે કેવદ્ધ નામનો એક જુવાનિયો તેમની પાસે આવ્યો અને તેમને નમસ્કારાદિ કરી એક બાજુએ બેઠો. ત્યાર બાદ તે કહેવા લાગ્યો :

"હે ભદંત! આ અમારી નાલંદા બહુ સમૃદ્ધ છે, વિશાળ છે, લોકોથી ભરપૂર છે, તથા આપના પ્રત્યે આદરભાવવાળી છે. એટલે આપ જો આપના કોઈ ભિક્ષુને કશોક અલૌકિક ચમત્કાર કરી બતાવવાનું કહેશો, તો આખી નાલંદા નગરી તમારા ઉપર ગાંડી થઈ જશે."

ભગવાને જવાબ આપ્યો: "હે કેવદ્ધ! લોકોને ખેંચવા માટે હું ચમત્કારો કરવાનું મારા ભિક્ષુઓને કદી કહેતો નથી."

ત્યારે કેવદ્ધે ભગવાનને ફરીથી કહ્યું: "હે ભગવન્! આમ કહેવામાં મારો કશો સ્વાર્થ નથી.

પરંતુ આપ આવા ચમત્કાર કરાવશો તો લોકો આપના તરફ ખૂબ આકર્ષાશે, એટલું જ કહેવાની મારી મતલબ છે."

પરંતુ બુદ્ધે તો પહેલાં જેવો જ જવાબ ફરી આપ્યો. ત્યારે કેવદ્ધે ત્રીજી વાર આગ્રહ કરીને એ જ વસ્તુ ફરીથી જણાવી. એટલે બુદ્ધે તેને જવાબ આપ્યો :

"હે ભાઈ! ચમત્કારો ત્રણ પ્રકારના કહેવાય છે; અને તે ત્રણે પ્રકારના ચમત્કારો હું બરોબર જાણું છું. જેમ કે :

"૧. सिद्धिओरूपी चमत्कार. અર્થાત્ એકના અનેક થઈ જવું, અદૃશ્ય થઈ જવું, ભીંત કે પર્વતમાંથી આરપાર નીકળી જવું, પાણીની પેઠે જમીનમાં ડૂબકી મારવી, પાણી ઉપર ચાલવું, આકાશમાં ઊડવું કે સૂર્યચંદ્રને આંગળીથી સ્પર્શ કરવો, વગેરે.

૨. अन्यना मननी वातो जाणी लेवारूपी चमत्कार. અર્થાત્ સામાના મનની વૃત્તિઓ, વિચારો અને તર્કો કહી બતાવવા તે.

"હે કેવદ્ધ! આ બંને પ્રકારના ચમત્કારો કરવામાં હું દોષ જોઉં છું, તેથી તે પ્રત્યે મને ઘૃણા, લજ્જા અને તિરસ્કાર છે.

"પરંતુ ત્રીજો ચમત્કાર તે शिक्षणनो चमत्कार छे.

તેના વડે માણસોને બતાવી શકાય છે કે, આ કામ કરો, આ કામ ન કરો; આવો નિશ્ચય કરો, આવો ન કરો; આનો ત્યાગ કરો, આનો સ્વીકાર કરો. એના વડે જ સામા માણસને ઠસાવી શકાય છે કે, આદિ, અંત અને મધ્યમાં કલ્યાણકારી એવું સત્ય આ છે, તથા તેને અનુરૂપ આચાર આ છે. હે કેવદ્ધ! શિક્ષણનો ચમત્કાર આવો છે!

"આ ચમત્કાર વડે પરમાર્થ સત્ય વિષે સમજ પ્રાપ્ત કરીને, પછી લોકો મન-વાણી-કાયાથી કુશલ કર્મો કરનારા બને છે, શીલયુક્ત બને છે, ઇંદ્રિય-નિગ્રહી બને છે, અને જાગ્રત બને છે. હે કેવદ્ધ! શિક્ષણનો ચમત્કાર આવો છે!

"હે કેવદ્ધ! ધીમે ધીમે તેઓ એ બાબતોમાં એવા સિદ્ધહસ્ત થઈ જાય છે કે, તેઓને પછી તે બાબતનો ઉચાટ નથી રહેતો. જેમ કોઈ ચક્રવર્તી રાજા બધા શત્રુઓને દબાવી દીધા પછી નિરાંત માણે છે, તેવી નિરાંત તેમને પ્રાપ્ત થાય છે. હે કેવદ્ધ! શિક્ષણનો ચમત્કાર આવો છે!

"હે કેવદ્ધ! કોઈ માણસે ઉછીનાં નાણાં વડે ધંધો શરૂ કર્યો હોય; ધીમે ધીમે તે ધંધામાં તેને એટલો બધો લાભ થાય કે, તે પોતાનું દેવું પણ

ભરપાઈ કરી દે, એટલું જ નહિ પણ પોતાના કુટું-બનો નિર્વાહ કરવાને માટે પણ તેની પાસે પૂરતું બચે, ત્યારે તેને જેવી હાશ વળે છે;–

"હે કેવદ્ધ! કોઈ રોગી માણસ લાંબા વખતથી રોગ ભોગવતો હોય; તેને ખાવાપીવામાં, હરવા ફરવામાં, અને નિરાંતે સૂવા બેસવામાં પણ વેદના થતી હોય; પછી ધીમે ધીમે યોગ્ય ઈલાજોથી તે નિરાંતે ખાતો પીતો, હરતો ફરતો કે સૂતો બેસતો થઈ જાય, ત્યારે પહેલાંની રોગી દશાની તુલનામાં પોતાની નીરોગી દશાથી તેને જેવી હાશ વળે છે;–

"હે કેવદ્ધ! કોઈ ગુલામ પરાધીન દશા ભોગવતો હોય; તેને મરજી મુજબ હરવા ફરવાની કે બોલવા ચાલવાની છૂટ ન હોય; અમુક વખત બાદ તે ગુલામીમાંથી મુક્ત થાય, અને મરજી મુજબ હરવા ફરવાની યોગ્યતાવાળો થાય, ત્યારે પહેલાંની ગુલામદશાની તુલનામાં પોતાની સ્વતંત્ર દશાથી તેને જેવી હાશ વળે છે;–

"હે કેવદ્ધ! કોઈ પૈસાદાર માણસ મુસાફરી કરતો કરતો રણને લાંબે રસ્તે જઈ ચડે, કે જ્યાં ખાવા પીવાનું કે જાનમાલનું કાંઈ ઠેકાણું ન હોય; પછી ભાગ્યવશાત્ તે સહીસલામતીથી કોઈ વસ્તીમાં આવી ચડે, ત્યારે પોતાની પહેલાંની દશાની

તુલનામાં પછીની સહીસલામત દશાથી તેને જેવી હાશ વળે છે;–

"તેમ, હે કેવદ્ધ! જ્યાં સુધી આપણા ચિત્તના દોષો દૂર થયા નથી હોતા, ત્યાં સુધી આપણે જાણે દેવાના બોજા નીચે કચરાતા હોઈએ, બીમાર દશામાં હોઈએ, ગુલામીમાં હોઈએ, કે માર્ગે ભૂલા પડ્યા હોઈએ, તેવી દશા ભોગવીએ છીએ. પણ જ્યારે આપણા ચિત્તના દોષો દૂર થઈ જાય છે, ત્યારે આપણે જાણે દેવામાંથી, રોગમાંથી, ગુલામીમાંથી, કે ભુલભુલામણીમાંથી મુક્ત થયા હોઈએ, તેવા બનીએ છીએ. હે કેવદ્ધ! શિક્ષણનો ચમત્કાર આવો છે!"

## ગૂજરાત વિદ્યાપીઠ ગ્રંથાવલિ

| | |
|---|---|
| ચાલણગાડી | ૦—૨—૦ |
| ગુજરાતી પહેલી ચોપડી | ૦—૪—૦ |
| ,, બીજી ,, | ૦—૫—૦ |
| ,, ત્રીજી ,, | ૦—૭—૦ |
| ,, ચોથી ,, | ૦—૮—૦ |
| ,, પાંચમી ,, | ૦—૯—૦ |
| ,, છઠ્ઠી ,, | ૦—૧૦—૬ |
| ,, સાતમી ,, | ૦—૧૨—૬ |
| નવલ ગ્રંથાવલિ | ૨—૦—૦ |
| કાવ્યપરિચય ભા૦ ૧લો | ૦—૧૦—૦ |
| ,, ,, ભા૦ ૨જો | ૦—૧૨—૦ |
| સદ્‌બોધશતકમ્ | ૦—૧૨—૦ |
| કુંવરબાઈનું—મામેરું—પ્રેમાનંદકૃત | ૦—૧૦—૦ |
| સુદામાચરિત—પ્રેમાનંદકૃત | ૦—૧૦—૦ |
| સુદામાજીના કેદારા—નરસિંહ મહેતાકૃત | ૦—૧—૬ |
| हिंदुस्तानी पाठावली पहली किताब | ૦—૭—૦ |

છ આના આવૃત્તિ ૧લી પ્રત ૨૧૦૦, ૧૯૪

પ્રકાશક : મગનભાઈ પ્રભુદાસ દેસાઈ,
મહામાત્ર, ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ
મુદ્રક : ચતુરભાઈ શનાભાઈ પટેલ, મહેન્દ્ર મુદ્રણાલય,
મામાની હવેલી, શાક બજાર, અમદાવાદ
પ્રાપ્તિસ્થાન : નવજીવન કાર્યાલય, અમદાવાદ